# હાસ્યરસનો ભંડાર.

## ભાગ ૧ લો

અમે તેવી દીલગીરીમાં બેઠા હો પણ જો
આ ચોપડી વાંચતા વારને તુરત પેટ
પકડીને ખડ ખડ ખડ ખડ હસો
નહિ તો પૈસા પાછા.

અંકુશના અધિપતિ ત્રીવેદિ દિનમણીશંકર
વેણીશંકરે પોતાના
'અંકુશ' મુદ્રણાલયમાં છાપી પ્રકટ કીધો
કિંમત જુજ ફક્ત એકજ આનો.

મળવાનું ઠેકાણું.—
'અંકુશ' પ્રીન્ટીંગ પ્રેસ કણપીઠ બજાર—સુરત.

સંવત ૧૯૬૪. સને ૧૯૦૮.

# હુત તેરેકી ધત તેરેકી

(રાગ ગજલ)

ઘરસેં નીકલે આજ મુછન્દર, હુત તેરેકી ધત તેરેકી
ભકડીક બલ નાચે બન્દર, હુત તેરેકી ધત તેરેકી—૧
પીત હૈં શામપેન બરાંડી, હાથમેં હન્ટર શીરપર હાંડી
બાતપાંત ઘર બાહર ભાંડી, હુત તેરેકી ધત તેરેકી—૨
બૂટ પડાહૈ પાંવમેં કાલા, તનુપર જાકટ કોટ નીરાલા
મુખમેં હરદમ સુઅર સાલા, હુત તેરેકી ધત તેરેકી—૩
બ્રાહ્મણ વિષ્ણુ નહુય વહ ઠાકુર, મુગલ પઠાન ન લાલા માથુર
વહ કાલા બન્દર હૈ મીસ્ટર, હુત તેરેકી ધત તેરેકી—૪
કાલાબાપ કલુટી માઈ, કાલીદાદી કાલા ભાઈ
કાલી જીસસે કરી સગાઇ, હુત તેરેકી ધત તેરેકી—૫
મુખસે બાતન સીધી નીકલે, બાત બાતપર સબસે બીગરે
દમ ફુલ નિત મુખસે નીકલે, હુત તેરેકી ધત તેરેકી—૬

## મોઢું કે સંડાસ ?



એક લાલા સાહેબ શરાબ પીઇ ખરેખરા ઘુંઘટ બની બેભાન થઇ એક ગલીમાં લાંબા થઇ મોઢું પહોળું કરી પડયા હતા, એ વામાં એક કુતરાએ તેના મોઢામાં મુતરી દીધું તો લાલા સાહેબ શું કહે છે અરે યાર ! તેં આશું ચખાડયું આ તો ખારી ચોખ્ખી અને બહુ સરસ લાગે છે મિત્ર જરા વધારે પીવડાવ ના. એ મોઢું કે સંડાસ ? શરાબ પીનારની કેવી દશા થાય છે.



## એક સજ્જન અને એક મશ્કરો



એક સજ્જન અને એક મશ્કરો બન્ને આગગાડીમાં એકજ ડબ્બામાં સાથે સાથે બેઠેલા હતા.

સજ્જન—ભાઇ તમારૂં નામ શું છે ?

મશ્કરો—ટાસ.

સજ્જન—બાપનું નામ ?

મશ્કરો—પોટાસ.

સજ્જન—તમારી ઉમ્મર ?

મશ્કરો—આગણુ પચાસ.

સજ્જન—છોકરા કેટલા છે ?

મશ્કરો—પચાસ.

સજ્જન—મોટા છોકરાનું નામ ?

મશ્કરો—સુરદાસ

સજ્જન—આપે કોઇ પરિક્ષા આપી છે ?

મશ્કરો—મેટ્રીક પાસ

સજ્જન—તમે કોના નોકર છો ?

મશ્કરો—ડેવીડ રાસ.

સજ્જન—તમારા ગળામા શુ છે ?

મશ્કરો—ચપરાસ.

સજ્જન—તમારો દેશ ?

મશ્કરો—મદ્રાસ.

સજ્જન—શું ખાઓ છો ?

મશ્કરો—દાણાનઘાસ,

સજ્જન—તમે શું પીઓ છો ?

મશ્કરો—બરાંડીના દશ વીસ ગલાસ.

આટલું સાંભળી રહયા પછી તો પેલા સજ્જનના છક્કા છુટી

ગયાને કહ્યું આદમી છે કે ધન ચક્કર જાય તારૂ સમાનાજ આવો ફાટી લંબાસ, જોઇ તારી સુતરાસ, અરે બસ બાઈ બસ માફ કર હવે તું કાંઇ બોલીશજ નહિ મારે તને કાંઇ પુછવુંજ નથી.



## ૩ એક વકીલ.



એક વકીલ સાહેબ સાંજે કચેરીમાંથી ઘેર આવતા હતા ર રતે ચાલતા હાથમા જે પોતાની લખવાની કલમ હતી તે પડી ગ ઇ એટલે પાછળ આવનાર કોઇ ભલા માણસે તે પડી ગઇ એ ટલે પાછળ આવનાર કોઇ ભલા માણસે તે કલમ ઉપાડી સુપ્ર પાડીને કહયુ વકીલ સાહેબ આ આપની છુરી આપના હાથમાં પડી ગઈ છે તે લો. વકીલે કલમ લેતાં કહયું' વાહ સાહેબ વા હ કલમને છુરી કહો છો ?' ભાલા માણસે કહયુ ' તકસીર મા ફ કરજો તમે પુછો છો ત્યારે કહુ છુ કે આ છુરીથી તમે કેટલાના ગળાં રેસી નાંખ્યા છે તેનો હિસાબ ગણો અને મઝી એને છુરી નહિ કહેતાં કલમ કહેવી ઘટે તો ભલે કહો આ સાંભળી વકીલ સાહેબ ગીં ગવાઇ ગયાને મુગે મોડે ચાલતા થયા.



## ઝનાક ધીનાધિન તાકુ ધિના



રાગ ( ગજલ )

અચ્છા બાજુ બોલે અગડબે — તાકધીના ધિન તાક ધિના
મળ્યા નહિ હલ [illegible] પેડા — તાકધીના ધિન તાકધિના
પોથી ખોઈ ધોતી ખોઈ — નાહક કુલ મર્યાદ ડુબોઈ
આથી મિત્ર ન તેના કોઈ — તાકધિના ધિન તાકધિના
ટકાવિના ભાઇ ભટકે ઘરઘર — અંદર પોલુ ઉપર ચાદર
લાકડીથી જેમ નાચે વાંદર — તાકધિના ધિન તાકધિના
જ્યારથી થયા સુધારા સાથી — વૃદ્ધ વડીલ જાણું ઘરઘાટી
જુઠી જુગતી વાતો છાંટી — તાકધિના ધિન તાકધિના
જ્યારથી પોતે ધર્મ ગુમાવ્યો — લંગડો લુલો થઈને આવ્યો
હવે મજેથી ઢોલ બજાવ્યો — તાકધિના ધિન તાકધિના

---

પિતાએ પોતાના મુર્ખ છોકરાને ભણાવવા માંડયુ

પિતા—બેટા ભણ 'मातृवत् परदारेषु'

પુત્ર—એનો અર્થ શું ?

પિતા—પારકી સ્ત્રીને મા સમાન જાણવી જોઈએ

## ૬ પિતાએ પુત્રને ક્રોધથી એક થપ્પડ મારી અને પુત્ર છોકરાઓમાં રમવા નાશી ગયો.



ગરીબ સ્થિતિની એક નવયૌવના સ્ત્રી ગંગાજીપર ઘડો લઈ જળ ભરવા જતી હતી એટલામાં પેલો ભણેલો પુત્ર આવ્યો અને તેણે સ્ત્રીને કહ્યું મા. ઓ મા.

સ્ત્રી—કેમ બેટા (મનમા) વાહ આ છોકરો કેવો વિવેકી છે એની બોલી કેવી વહાલી લાગે છે.

પુત્ર—કેમ મા ? ખાવાનું ખાવાને એક પૈસો તો આપ

સ્ત્રી—બેટા હુ તો દુખીયારી છું હું પૈસા કયાંથી લાવું ઘેર ઘેરનું પાણી ભરી ભરીને હું પેટનું પુરૂં કરૂં છું.

પુત્ર—અરે રાંડ પૈસો કેમ નથી આપતી આપવી હોય તો આપ નહિ તો માર મારીશ.

સ્ત્રી—અરે હુ તો તને વિવેકી અને ડાહયો જાણતી હતી પણ તું મને ગાળો ભાંડે છે એ શારૂં ?

પુત્ર—નથી આપતી હરામજાદી ? બે લાત મારી અને પાણીનો ઘડો ફોડી નાંખ્યો) એટલામાં ગગાજીથી સ્નાન કરી એ છોકરાના પિતા ઘર તરફ જતા હતા તે આ ચરિત્ર જોઇને બોલ્યા ' અલ્યા બેવકુફ આ શું કાંઇ શરમ તો રાખ.

પુત્ર—પિતાજી પરસ્ત્રી મા સમાન જાણવી તો મારી સ્ત્રી તમારી શું થાય ?

પિતા—હ, "મારી પુત્રી સમાન થાય.

પુત્ર—હે પિતાજી જ્યારે મારી સ્ત્રી તમારી પુત્રી સમાન થાય ત્યારે હું તમારો જમાઈ કહેવાઉં ?

પિતા—ચુપ મુર્ખ આગળ ભણ '**परद्रव्याणि लोष्टवत्**'

પુત્ર—એનો અર્થ શું ?

પિતા—પારકી વસ્તુને માટી સમાન જાણવી

પુત્ર—અરે હવે દુધ મીઠાઈના પૈસા નહિ આપુ કેમકે જો અત્યારથી પેંડા જલેબી વીગેરે મીઠાઈ માટી સમાન જાણીએ તો માટીના વળી પૈસાજ શું ?

પિતા—અરે સમજીને ભણ આગળ વધારે સમજવાનું છે માટે તેમાં એનો ભાવાર્થ વધારે સ્પષ્ટ થશે '**आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पंडितः**'

પુત્ર—એનો અર્થ શું ?

પિતા—જે પોતાની સમાન બધાને જુએ તે પંડિત છે

પુત્ર—વાહ વાહ ત્યારે તો ઠીક પંડિત બધાને આપણાજ સમાન સમજે … તો પારકી ગંદી વસ્તુઓ ને પારકી બધી સ્ત્રીઓ પણ આપણીજ સમજવી જોઈએ.

પુંત્ર—હું મારી મા છે તો જેવી રીતે હું મારી મા સાથે વર્તુ છું તેવી રીતે એની સાથે વર્તુ છું કારણ કે તમેજ આ જે સવારે મને શીખાવ્યુ હતું ' કે ताजु खप्पर दाखेगु ' માટે શરમ મારે નહિ રાખવાની પણ શરમાતો એ મારી માને રાખવાની કેમકે તમે મારી પાસે ઉભા છો.

(સ્ત્રી તરફ જોઇને) કેમ મા મારા પિતાને જોઇને ઘુંઘટ નથી કાઢતી તુ મારી મા છે ને વળી મારા બાપની પણ મા છે ?

સ્ત્રી શરમાઇને ચાલી ગઇ બાપ ખીસીયાણો પડયો ને મુર્ખ પુત્ર મુખ ખડખડખડખડ હસ્યો.

## બીરબલનો ઉસ્તાદ.

અકબરે બીરબલને કહ્યું તું તારો ઉસ્તાદ મને બતાવ બીરબલે કહ્યું મારો ઉસ્તાદ મથુરાને ચાબે છે ચાલો બતાવું મને મથુરાજી ગયા, લ ખો ચોબે મળ્યા પણ બીરબલે તેમાના કોઇને પણ પોતાના ઉસ્તાદ તરીકે કહ્યા નહિ છેવટે કાળા કોલસાના રંગ જેવો એટલે ઘણોજ કાળો સાત વરસનો છોકરો માલમ પડયો કે તુરત બીરબલે કહ્યું સરકાર આ મારો ઉસ્તાદ છે અકબર બાદશાહ તે છોકરાની પાસે જઇને ઉભા અને પૂછ્યુ " તું કીસકા લડકા હૈ " જવાબ " ચાબેકા ' અકબરે કહ્યું " તુંને અપના ઉપર રંગ ખુબ ચઢાયા હૈ

ઇનકા ક્યા હોમ બના દિયા હોગા? " ચોબેના છોકરાએ જવાબ દીધા. ચોને દો પૈસ" બાદશાહે કહ્યુ " અરે બલા એક દમડી કમ ક્યોં દિયા" આ સાંભળી છોકરાએ બંગાટી બોલીને કહ્યુ " દમડીએ કુલ સબ સારી ર કાબા હૈ પરતુ ઈસ જગાહ અચ્છી કાલી નહિ બની ઈસલીએ એક દમડી કમ દીયાં બાદશાહ શરમાઇને ચુપ થઇ ગયો અને બીરબલને કહ્યું બીર-બલ ખરેખર એજ તારો ભીર-તાદ છે.

એક સજ્જને એક ઠઠ્ઠાખોરને પૂછ્યું કે તમારૂં નામ શું ! ઠઠ્ઠાખોરે કહ્યું " હરામજાદા " સજ્જને હસીને મશ્કરીમાં કહ્યુ વાહ ભાઈ વાહ તમે નામ તો ખાસ ફક્કડ ફાંકડું રાખ્યું છે ઠઠ્ઠાખોર વધારે હસીને બોલ્યો સરકાર સાહેબ ! એ નામ આપને પસંદ પડયું છે તો એ નામ આપ રાખી લો હું વળી બીજા નામની તજવીજ કરી લઈશ. સજ્જન ચુપ થઇ ગયો.

એક મજાકી માણસની બૈરી મરી ગઇ તેથી તે મોટી પોક મૂકી રડવા લાગ્યો. એક મિત્રે કહ્યું અરે ભાઇ બહુ થયું તમારી મા અને બહેન મરી ગઈ ત્યારે તો આવી રીતે નહોતા રડયા. મજાકીએ કહ્યુ ભાઇ તે વખતતો બધીઓ કહેતી હતી કે શું અમે તારી મા બહેન નથી પણ આજ એક પણ હરામજાદી નથી કહેતી કે શું અમે તારી બૈરી નથી.



## રસ્તામાં.

એક માણસને બીજો માણસ મળ્યો. ત્યારે એકે કહ્યું "રામ રામ"

રેનજી



બીજાએ જવાબ દીધો, " બજારથી આવું છું " પુછયું ' કેમ છો ? '

જવાબ મળ્યો ' રીંગણાં લાવ્યો છું ' પુછ્યું ' બાલબચ્ચાં સૌ સારા છે ! ' જવાબ મળ્યો ' બધાનું શાક થશે ' પેલાએ કહ્યું કાલે મળજે ત્યારે જવાબ દીધો કે ગઈ કાલે તો ન્યાતમાં મૈયત થઈ હતી તેથી તેના ઉઠમણામાં ગયો હતો પેલાએ ભારે જોરથી બીજવાળાને કહ્યું ' અરે એમ કહું છું કે કાલે મળજે ' ઉત્તર આપ્યો વાલા ગઈ કાલેજ તે મરી ગયો બીજો ખુબ તપીને બોલ્યો અરે બીજી ગરબડ નહિ કરો હું જે કહું તે જરા બરોબર સાંભળો હું એમ કહું છું ' કે કાલે મળજે ' ઉત્તર મળ્યો તેની પાછળ એક છુટા ઘીની અને બીજી ભારી દુધપાકની જમણવાર થશે.

અકલના દુશ્મનને કાંઈ શીંગડા ઉગતા હશે? અંતે પેલો બાપડો કંટાળાને રસ્તે પડયો



## ભલે મરીગઈતો તેમાં શું થયું ?



એક રજપૂત પોતાને સાસરેથી પોતાની સ્ત્રીને તેડીને આવતો હતો. ચાલતા ચાલતા રસ્તામા એક નદી આવી અને સ્ત્રીને પગે [illegible] હતા તે હજું દુખ્યા એટલે નદીને કિનારે પહોંચ્યા ત્યાં સુધી તો [illegible] હતો પરંતુ હવે ચલાવાય તેમ નહોતું

તેથી તે સ્ત્રીએ રજપૂતને કહ્યુ કે અમે તેમ કરીને મારો રંગ ન જાય તેમ કરો તે સાભળી ગાંડીના ડાહ્યા અને ડાહીના ગાંડાની કહેવત પ્રમાણે અકકલ ચલાવી જમીનપર બેસાડી બે પગ ઉંચા ઝાલી ગરાશીયા બાઈ નદીમા ડુંધે માથે તાણવા લાગ્યા તેથી બિચારીનો જીવ તુરત જતો રહ્યો. પછી જ્યારે બાઈ નદીને કિનારે આવ્યા ત્યારે આવતા જતા માણસો કહેવા લાગ્યા કે ઠાકોર મરી ગએલી સ્ત્રીને શાહ ઘસડા છો ? તે સાંભળી રજપૂત પસ્તાવો નહિ કરતાં બોલી ઉઠયો કે બસ મરી ગઇ તેમાં શું થયું ? કાંઇ ફિકર નહિ પણ રગ તો રહ્યો કહેવાશે ?

રાજાનો ન્યાય પસંદ નહિ પડવાથી કેટલા એક લોકો રાણી પાસે ગયાને કહ્યું સરકાર સલામ બેગમ સાહેબ રાજા અમારા ધણી તો તમો અમારા ધણીઆણી ખરા કે નહિ આથી રાણી તથા રાજા જો કે ગુસ્સે થયા પણ આખું ગામ લોક હસાહસ કરવા લાગ્યા.

એક વ્યાભિચારણી રંઢંગી બૈરી પોતાના આંધળા ધણીને દર રોજ એવુ કહયા કરતી હતી કે પ્યારા પ્રાણનાથ જો તમે એક આખે પણ દેખતા હોત તો મારી ખુબસુરતી જોઇને પર મોહિત થઇ ખાવુ પીવુ બધુ ભુલી જાત બિચાર પાંચ વખતતો ને આંધલા ધણીએ સાભળી લીધું પણ એક દિવસ આકરો થઇને બોલી ઉઠયો કે વહાલી ! હુ સારી રીતે જાણુ છુ કે જો તું ખુબ સુરત હોત તો મારા જેવા આંધળાને પાને શી રીતે પડત



## નીશાળે છોકરાં ભણાવવાની



એક માણસે માસ્તરની નોકરી કરવાનો વિચાર કીધો અધીકારીને મળી કરીને નોકરીનુ નકકી કીધુ હવે છોકરાઓને કેવી રીતે ભણાવવા અને તેની ઉપર કેવીરીતે કાબુ રાખવો તેને માટે એક શારા માણુસની સલાહ લીધી ત્યારે તેણે કહ્યુ ભાઇ મોટામાં મોટી શીખામણ એછેકે છોકરાઓને ધાકમાં રાખવા માટે પહેલે જ દીવસ એક છોકરો કે જેનો કાંઇક સેજ પણ વાંક થાયકે તુરત તેને મજબુત માર મારવો ને તેપણ એવી રીતેકે જે હાથમાં આવ્યું તે ખરૂ ઝાપટી મારવું વિચાર કરવોજ નહિ પછી કાંઇ હરકત નહિ જો એમ બનસેતો છોકરા બધા ધાક્યા રહેશે આપી ખામાણુ પેલા માસ્તરે ખુબ ધ્યાનમા લીધી અને નોકરીપર ગયા જતાવારને જોયૂ તો એક છોકરો બીજા છોકરાને મારતા હતો આમ તોફાન કરતા જોઇ શીખામણ યાદ કીધી ને જોયુ તો પાસે કાંઇ જનહોતુ તેથી જે હાથમાં આવ્યુ તે ખરૂ માથાપરથી પાઘડી કાઢીને ઝટ છોકરા ઉપર ફેકી મારી આ જોય બધા છોકરા એકદમ હસી પડયા મફતમાં પાઘડી ભાગી ગઇ કાબુ રહયો નહિ ને અંતે માસ્તરી નિશાળની નોકરી મૂકી બેઠા.

એક માણસ ઘાંચીને ત્યાથી તેલ લઇને ચાલવા ગયો ત્યાંથી થાંભલી તરફ ધ્યાન ન રહેતાં તે આડી નડવાથી તેલનુ વાસણુ ઢોળાઇ ગયું આ જોઇ ઘાંચી ધીરજ 'આપવો લાગ્યો કે દીલગીર ન થાઓ કાસલ ગયું આ સાંભળી પાસે ઉભેલા એક માણસે કહયુ કે અલ્યા અમથા ઘાંચી આ પાંચશેર તેલ ઢોળાયુ તો કાસલ ગયુ તો એક મણુ તેલ ઢોળાય તો? અમથા ઘાંચીએ કહયું કે આપણા બધાનુ કાસળ જાય પેલા માણસે કહયું પાચમણુ ઢોળાય તો? અમથો ઘાચી બોલ્યો તો વળી આખા ગામનુજ કાસળ જનુ રહે.

આ સાંભળી પેલા માણસે અમથા ધાચીનુ ધ્યાન વાતમાંને વાન માં ફેરવી નાખી તેલની મોટી બરલી કોઈ યુક્તિથી આડી વાકી વાળીઆખા ગાંમનુ કાસળ કાઢી નાખ્યુ,

---

એક વખત એક પ્રપંચી ઢોંગી મહાત્માએ જાહેર ખબર છ પાવી કે જેઓ શુદ્ધ ભાવવાળી ભક્તિ રાખે છે તેઓની પાસેથી માત્ર પાચ રૂપીઆ દક્ષિણાના લઇ પરમાત્મા શ્રી ' શકર ' બતા વવામાં આવશે

આ જાહેર ખબર વાંચી ભોળા લોકો ભરમાયા અને મહાત્મા પાસે ગયા અને પાંચ રુપીઆ દક્ષિણા મુકી કહયું કે મહારાજ ! હવે અમને ' શંકર ' બતાવો! મહાત્માએ તુરતા તુરત શબ્દકોષ (ડીક્શનેરી) કાઢી તેમાંથી ' શંકર ' શબ્દ બતાવ્યો જુઓ આ શું છે જોયા શકર ? જાઓ હવે કાલે શંકર જોવા હોયતો વહેલા

આવજો આવાશ છે મહાત્માં. વાંઝો પૈસા કમાવવાની યુક્તિ આ થી બીજી કોઈ નથી.

---

વાયુંને લીધે કરમમાંથી વાંકા થઇ ગએલા એક વૃધ ગુરૂનો એબ શિષ્ય હતો તે એક વખત નગરમાં ભીક્ષા માગવાને સુતારને ઘેર ગયો ત્યારે સુતાર એક વાંસને તેલ ચોપડી અગ્નીના તાપથી પાંસરો કરતો હતો. તે જોઇ પેલા સુતારને શિષ્યે પુછયુ કે આ શુ કરો છો? સુતારે કહયું વાંકા થઇ ગયેલા વાંસને પાંસરો કરીએ છીએ આ સાંભળી મુર્ખ શિષ્યે વિચાર્યું કે મારા ગુરૂ પણ વાયુના વિકારને લીધે વાંકા થઇ ગયા છે. તેમને માટે આ ઉપાય સારો જણાય છે. બધાને પાંસરા સીધાદોર ટટાર કરવાને આજ ઉપાય હશે. પછી ઘેર આવી ગુરૂને તેલ ચોપડી અગ્નીમાં તપાવવા માડયા ગુરૂએ કહયુ ભાઇ આમ શું કામ કરે છે હુ બળી મરીશ શિષ્યે કહયુ તમે નહિ સમજો અમે જે કરીએ તે તમે જોયા કરો તમને સિધા ટટાર કરવું છું ભાઇ મારે સીધા ટટાર નથી થવુ એમ કહી અગ્નીનો તાપ સહન ન થવાથી જોર કરીને ત્યાંથી ઉઠવા મંડયા વૃદ્ધ હોવાથી ઉઠાયું નહિ ત્યારે પોકાર કરીને આક્રંદ કરવા લાગ્યા એટલામા લોકો ભેગા થયા ને મહા મુશીબતે બાપડા વૃદ્ધ ગુરૂને છોડાવ્યા.

